# ઢોલ

આદિવાસી બોલીનું સામયિક



ડુંગરી ભીલી

અંક ૨ : માર્ચ ૧૯૯૯

# ઢોલ

આદિવાસી બોલીનું સામયિક

મુખ્ય સંપાદક : અરુણા જોશી
ડુંગરી ભીલી આવૃત્તિના સંપાદક : જિજ્ઞાસા પટેલ

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી બોલીનું સામયિક
ડુંગરી ભીલી : અંક ૨ : માર્ચ ૧૯૯૯

પ્રકાશક
**ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર**
૬, યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે,
વડોદરા- ૩૯૦ ૦૦૭

મુદ્રક
**શિવમ્ ઑફસેટ**
આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૧

મુખપૃષ્ઠ છાયાચિત્ર
**જ્યોતિ ભટ્ટ**
ગાંઠિયા ગામના કલાકારોએ લાકડામાંથી બનાવેલ શિલ્પકૃતિ

ગ્રાફિક્સ
**એન.આઈ.ડી.ના વિદ્યાર્થી**

મૂલ્ય
**પ્રતિ અંક રૂ.૨૫/-** (+ રૂ. ૫.૦૦, જ્યાં જરૂરી હોય ત્યાં, ટપાલખર્ચ માટે)
**વાર્ષિક લવાજમ રૂ.૫૦/-** (ટપાલખર્ચસહ પ્રતિવર્ષ બે અંકો માટે)

લવાજમ સંપર્ક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬, યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા - ૩૯૦ ૦૦૭
જિજ્ઞાસા પટેલ, ગણેશ સોસાયટી, ગાયત્રી મંદિર પાસે, ખેડબ્રહ્મા - ૩૮૩ ૨૫૫



## અનુક્રમણિકા


o *નવો હલકો* .. ૧

o ભાષા કેન્દ્ર .. ગણેશ દેવી ૨

o સદણ રાજા .. વજાભાઈ ગમાર - જિજ્ઞાસા પટેલ ૪

o સૉપરી કેંણાંની .. ગણેશ દેવી ૪૦

o રગ્તિયા વીરનો રાહરો .. જવાભાઈ ગમાર - ભગવાનદાસ પટેલ ૪૩

o લોકમતર .. પાબુભાઈ ગમાર - ભગવાનદાસ પટેલ ૪૮

o સાલકોન કાટી .. વજાભાઈ ગમાર - જિજ્ઞાસા પટેલ ૫૩

o 'વિમુક્ત જનજાતિ' હું હેં ? .. ગણેશ દેવી ૫૫

# નવો હલકો

નવો હલકો રે,
 'ઢોલ' નો અવાઝ આવેં.
નવો હલકો રે,
 'ઢોલ' આદિવાસી બોલી બોલેં.
નવો હલકો રે,
 બોલી દેસ નં પરદેસ ઝાયેં.
નવો હલકો રે,
 'ઢોલ' નવો ઝમાંનો લાવેં.
નવો હલકો રે,
 'ઢોલ' વનનાં મા નવીન ઝગવેં.
નવો હલકો રે,
 ભણો આદિવાસી પાઈ ભણો.
નવો હલકો રે,
 અગલો ઝમાંનો આદિવાસીઓનો આવેં.

તેંણ વરહામા ઑંણા ભાષા કેન્દ્રનાં 'ઢોલ' ને ઝોરદાર નં બખનું કોમ કરું હેં. ''કુંકણા-ડાંગીની કોંણી'' ન 'કથા' નું બખનું ઈલમ મળું હેં. ભારથ દેસની સાહિત્ય અકાદમીએ ભીલી ભાષા વાસ્તે કોમ કરનાર નં બખનું ઈલમ આપવાનું નકી કરું હેં. ઑમ આદિવાસી વૉણીનું 'ઢોલ' દેસમા ઝોર ઝોર હી ગાઝવા મૉંડું હેં. ઑંણું 'ઢોલ' પરદેસમા પોણ ગાઝવાની તીયારી કરી રું હેં.

આદિવાસીઓની અસ્તુતિ સુતરે એંણા વાસ્તે પોણ ભાષા કેન્દ્ર ઝોરદાર સીન્તામા હેં. આદિવાસીઓની કલાઓ વાસ્તે તો તીમે તીમે તેઝગઢમા 'તેઝ' થાવા લાગું હેં. તીમે તીમે 'તેઝ' નો દીવો થાહેં નં દીવાનો 'હુરુઝ' થાહેં; એતો નકીસ હેં. 'તેઝ' કરનાર 'ગણેસ' હેં; એતણ 'હુરુઝ' તો થાહેંસ કેં!

ભાષા કેન્દ્રના પાઈઓ નં બૂનો કોમ કરીને 'ઢોલ' વગારેં હેં. એતણ એંણાંન પોણ સેતારીએ.

**જિજ્ઞાસા પટેલ**
ગણેશ સોસાયટી, ગાયત્રી મંદિર પાસે, ખેડબ્રહ્મા-૩૮૩ ૨૫૫

# ભાષા કેન્દ્ર

ગણેશ દેવી

સેલાં તેંણ વરહાંહી 'ભાષા કેન્દ્ર' આદિવાસી ભાષા પણવાનું કૉમ કરેં હેં. આદિવાસી સંસ્કૃતિ નં પરઝા હાથે સંબંધનું કૉમ પૉણ સાલેં હેં. કેન્દ્ર દ્વારા ''પાવરા સમાજ અવને સંસ્કૃતિ'' નં ''તેજગઢનાં ગીતો'' ઝેવી સૉપરીઓ બાર પારવામાં આવી હેં. આદિવાસી સંસ્કૃતિમાં 'ભાષા' નં 'કલા' નો બખનો મેળ દેખવા મળેં હેં. નાસવાનું, ગીતાં, ધાર્મિક, પરબ, વારતા, કૉણી, સિતરાં ઑણાં બત્તાંનો એક-બીઝા હારણ નેં તૂટેં એવો મેળ હેં. એતણ 'ભાષા' પણતી વેળા બીઝી કલાનો વીસાર કરવાની ઝરૂરાઈ હેં.

સમાજનો વડો પ્રવાહ નં આદિવાસી પરઝા વસેનો વડો પ્રવાહ સાધણ નં રૂપિયા મેળવણા વાસ્તે ગાંડો થયેલો દેખાય હેં. પૉણ આદિવાસી સમાજ ઝીવનમા સંતોક નં આણંદ ઝાળવીન ઓસા સાધણ નં રૂપિયાં હી ઝીવી ઝૉણેં હેં. ઑણાનો અરથ એ કે આદિવાસી સમાજનું સરીક કળા, નાસણું નં સંગીત હી ઘરાયેલું હેં. એતણ આદિવાસી સંસ્કૃતિન બસાવવી એં તો આદિવાસી કલાઓન સાસવી રાખવી ઝરૂરી હેં.

ઑણા હેં કારણાંહી 'ભાષા કેન્દ્ર' એ આદિવાસી કલાઓનું એક નૉનકુક 'સંકુલ' તેજગઢ ખાતે ઊપું કરવાનું નકી કરું હેં. એંણી સરુઆત ઑણા વરહે થેઈ. સેલાં તેંણ વરહાંહી ઑણા બારામા કેતરીક સપાઓ, સરસાઓ થેઈ હેં. ઑણી સપાઓમા દેસના ઝુઆ ઝુઆ વિસ્તારમાહી નં પરદેસમાહી ઑણી વિદ્યાના ઝૉણનારા આવા'તા. ઑણાંને ભેળા મિળીન આદિવાસી સંસ્કૃતિ કેઈ રીતે સાસવવી ઝોઈઝે-એ નકી કરું'તું. એક વરહહી એંમાં ગુઝરાતમાના આદિવાસી કલાકારોની ઈયાદી બણાવતાં'તાં. શ્રી શંકરભાઈ તડવીએ ઑણું કૉમ આથમા લીધું અતું. નં એંણું કૉમ અઝીય સાલી રઉં હેં. થોરકા મઈનામા પેંલાં ઑણા કલાકારોનં તેજગઢમા બોલાવીનં એંમા ઑણી યોજના હમઝાવી. એંણાં કલાકારાંન આણંદ થો.

તા. ૧૨મી નવેમ્બર-૯૮ ના રોઝ આદિવાસી કલાકારોનો પેંલો મેળાપ તેજગઢમા સરુ થો. એંણામા પિઠોરા સિતરનારા, ડગરા કે લાકરામાં મૂરતકૉમ કરનારા, વૉંસની આથકળા વસ્તુઓ બણાવનારા, મોતીકૉમ કરવાવાળા, તીરકૉમઠાં બનાવનારા, માટીકૉમ કરવાવાળા-એવા કેતરાય ઝુઆ ઝુઆ કલાકારો આવા અતા. ઑણા હારે સરસા કરીન એક સહકારી મડલી બણાવવાનું નકી કરું. પેસ, આદિવાસી કલાકારીની વસ્તુઓ નં આથકળાની વસ્તુઓ ભાષા કેન્દ્રમા આવહેં, વરોદરા, અમદાવાદ ઝેવા સેંરાંમા વેસાહેં. નં એંણામાહી થાતી આવક ઑણા કલાકારોનં મિળતી રેં હેં. ઑણામાહી આદિવાસી પરઝાંન થોરુંકેંણુ પીઠબળ મિળવા લાગહેં.

ઑણા હારે હારે ભાષા કેન્દ્રે આદિવાસીઓને રુણમાહી સોરાવા ટૂકી વેળાની મૂરી પૂરી પારવાનું નકી કરું હેં. સુરસી ગૉમ્મા ઑણીની સરુઆત થાહેં. ઑણો પ્રયોગ સફળ થાય તો રુણમુક્તિ નં આવકનાં નવાં સાધણો એંમ બેં બાઝુ હી આદિવાસીના આથમા થોરકોક પૈસો રમતો થાહેં. કદાસ, ઑણો પૈસો ખેતીના કૉમમા આવહેં. આદિવાસીએ અવણ પોતાની સાળાઓ-કૉલેસો સરુ કરવી પરહેં. પોતાનાં છાત્રાલયો ઉઘારવાં પરહેં. એંણી હારે પોતાની સાંસ્કૃતિક પ્રકૃતિ ટકાવી રાખવી પરહેં. આદિવાસી કલાકારોની ઑણી મડલીમાહી ઑણી વાતો ઝો બણેં તો ભાષા કેન્દ્રને પોતાનું કૉમ થોરકુક નેંપાવવાની સાન્તી થાહેં.

ઑણા વરહે કેન્દ્રીય સાહિત્ય અકાદમીએ ભીલી ભાષા વાસ્તે એક સ્વતંત્ર ઈલમ આપવાનું નકી કરું હેં.

કુંકણા ડાંગી વારતાન ઑણા વરહે 'કથા' ઈલમ મળું હેં. આદિવાસી કલાઓનું ઑણું મૉન ભાષા કેન્દ્રના કેંણા પ્રયત્નોનું ફળ હેં. એંણાની એંમાંન ગરમી હેં. આધુનિક આદિવાસીના ઘરતરમા ભાષા કેન્દ્રની જવાબદારી નેંપાવતાં આઝે ઑણી સફળતાહી એંમાંન કણું બળ મિળેં હેં.

O



# સદણ રાઝા

**ગાયક : વજાભાઈ ગમાર**
**સંશોધન - સંપાદન : જીજ્ઞાસા પટેલ**

ઊસી રે આબુરલાવાળી પાઝ સાયબા,
નૈસાં હેં લોઆનગરનાં માળિયાં — હો...ઝી...

સદણ સોવણ સેતે આવ્યો રે સાયબા,
રોળાં પારિયાંણવાળો હેં દીકરો — હો...ઝી...

અગલા ઝુગતો ગિયાન વારતા બોલે સાયબા,
દુ:ખાં વેઠનારાંનું રઈ ગિયું નૉમ — હો...ઝી...

મૂઆ મોઘા રેંઝો પરિયાની પાળ રે સાયબા,
સદણ સતિયે રે રાખિયાં નૉમ — હો...ઝી...

એ...અવેં હવાહાં સેલાકા સોળ વાતો, — રા...ઝી...
એ હૉંપળે ગુરુઝી મારી વાતો — રા...ઝી...

આપુ ઘરતી બેહીએન ઘરતી લોટિયેં, — રા...ઝી...
એ બારસાં વરસાં પરાં ઓયાં મારા સાયબા — રા...ઝી...

બાર બાર વરસાંની ભભુત સરી રે મારા સાયબા, — રા...ઝી...
ગરુઝીની ઝીલવા-નાવાની સૂટી આલઝે મારા સાયબા — રા...ઝી...

એ ગરુઓનાથ વાત સોળ રે મારા સાયબા, — રા...ઝી...
ઝીલવાની સૂટિયાં નેં મળે રે માર સાયબા — રા...ઝી...

સેલકા અટ લેઈન પરા રઈયા મારા સાયબા, — રા...ઝી...
સેલો ઝીલવા ઝાઓ તો ઝોખો ઉપઝે મારા સાયબા — રા...ઝી...

કૉનીપાવ સેલો સોળ વાત રે મારા સાયબા, — રા...ઝી...
ગરુઝી બાર બાર વરહાંની રેતી સરી રે મારા સાયબા — રા...ઝી...

એંણીવેળ ગરુઓ સોળ વાતો રે મારા સાયબા, — રા...ઝી...
હૉંપળો સેલાંઓ મારી વાતો રે મારા સાયબા — રા...ઝી...

સેલકાં ઝાતાં રે ભલે રે મારા સાયબા, — રા...ઝી...
ઝળનાથ સેલકાન સોળ રે મારા સાયબા — રા...ઝી...

બેટા હેટે રે બેહીન ઝીલીન આવઝો રે મારા સાયબા, રા...ઝી...
એંણીવેળ વાસાં-વસનાંમાં પરા લેય રે મારા સાયબા રા...ઝી...

હવાહોં સેલકા ઝીલવા ઝાય રે મારા સાયબા, રા...ઝી...
બાપરા મારગાંની ઝોરે રે ઝાવા લાગા રે મારા સાયબા, રા...ઝી...

પૂતરેં પૉન રે ઊડવા લાગી રે મારા સાયબા, રા...ઝી...
ખારા સમદરિયે ઓરા આય્યા રે મારા સાયબા, રા...ઝી...

સરવરિયાની પારે ઓરા આયા મારા સાયબા, હો...ઝી...
આડા ઓરવટ ઝોગટાવાળે મારા સાયબા, હો...ઝી...

એ ખાંડા કે સરવરિયે ઝીલવા પરા રે મારા સાયબા, હો...ઝી...
પાટવી સેલાનું નહીં મૉનતા રે મારા સાયબા, હો...ઝી...

ખાંડ રે સરવરિયું ઈલો ખાય રે, મારા સાયબા, રા...ઝી...
સમદરનું નીર ઝખોરા ખાય રે, મારા સાયબા, રા...ઝી...

હવાહોં સેલકા સીરકલિયેં ઝૂબાય રે, મારા સાયબા રા...ઝી...
એંણા દરિયાનું પૉણી રે સરિયું રે, મારા સાયબા, રા...ઝી...

આતું રે પૉણી પેયાળાં ગિયું રે, મારા સાયબા, રા...ઝી...
પેયાળ પરી ડોલન સરી રે, મારા સાયબા, રા...ઝી...

બાવસી પેયાળાં રાઝા સોળ વાતાં રે, મારા સાયબા, રા...ઝી...
બાર બાર વરસ એંદર ઘૂરતો રે, મારા સાયબા, રા...ઝી...

ઝેદિ' મારી ગાદીએ હેઝનેં આવતો રે મારા સાયબા, રા...ઝી...
પદમણી રૉણીન્ સોળ વાતાં રે, મારા સાયબા, રા...ઝી...

કરી એક પેયાળની ખબર રાખઝે રે મારા સાયબા, રા...ઝી...
ધવળ મતરોગ ઝાઈન આવું રે મારા સાયબા, રા...ઝી...

વાસંગે તવળા મતરોકનો ઉમાસો મૉડિયો રે મારા સાયબા, રા...ઝી...
પેયાંણ પેયાળનગરી પૂઠણ મેલ રે મારા સાયબા, રા...ઝી...

એતણ હોનાની પાવરીએ ઓરો આયો રે મારા સાયબા, હો...ઝી...

હા...રે પેયાંણ હેં...ધવળે મતરોગ ઝાવાનો ઊમાસો મૉડેં...એ રૉણી...એ પદમણી રૉણી ખાઝે...પીઝે...કરઝે પેયાળાનું રાઝ...બાર બાર એંદર વરસતો...તૉય માર ગાદીએ હેઝ નેં તો આવતો રે...રે ઝગરામા વા...ત. રૉણી ! ઝઉં ધવળા મતરોગ... હા...રે... ઝુગની ખબર પાસો આવું રે...પેયાંણ હેં...આવો હોનાની પાવરે...હોનાની પાવરી કેવો પૂઠણ મેલેં...પેયાંણ હેં...આવાં રૂપાની પાવરી...રૂપાની પાવરી પૂંઠ મેલે...ખેરખેર ન ખરલે ખાટ...આવો કૉહાની પાવરીએ...હા...રે... પીતોરૃની પાવરી... પીતોરનું પાવસી પૂઠ મેલે...હા...રે પેયાંણ રાઝા હેં...આવો લોના પાવ રે...હાને. ગટાના માથે રેવો આવેં...

હા...રે પેયાંણ રાઝા હેં...ખાંડા સરવરની પાળેં આવેં...આવીને ઝોવા લાગો...હવાહોં સેલા કેવા મસ્તીમાં આવા હેં... હા...રે આથે પૉણી ઉલાળે...આતો સૂરિયો ઝાંખો ઝાય...વેગાંહી દબાવેં કેવો પેયાળ ખડમા ઝાય...

હા...રે પેયાંણ રાઝા હેં... રીહાંનો સમાટો આવેં....રીહાંનો સમાટો ટોસીએ આવેં...અકાસમા પૂટકો થા...ય.
હા...રે. પેયાંણ હેં...વખની વેળ સોળેં...હવાહાં સેલા...કેવાક મારે...

વખની વેળો પેયાંણ સોળ રે મારા સાયબા, રા...ઝી...
હવાહોં સેલકા મારી નૉખિયા રે મારા સાયબા, રા...ઝી...

પેયાંણ વખરે સોળીન પેયાળાં ગિયો રે મારા સાયબા રા...ઝી...

બે સેલા ઝીવતા રઈયા રે મારા સાયબા, રા...ઝી...
કૉની પાવ ઝળનાથ ઝીવતા રઈયા રે મારા સાયબા, રા...ઝી...

બાપા ઝગમા આયું ખોટું કૉમ રે મારા સાયબા, રા...ઝી...
હવાહોં બૉતમિયા હોં મરી ગિયા રે મારા સાયબા, રા...ઝી...

ઝટપટ ગરુઆનાથની ધુણીએ ઝાય રે મારા સાયબા, રા...ઝી...
ઝળનાથ ગરુઆનાથન સોળ વાતો રે મારા સાયબા, રા...ઝી...

આથ રે ઝોરીન સોળ વાતો રે મારા સાયબા, રા...ઝી...
ગરુઝી હવાહોં સેલકા મરી ગિયા રે મારા સાયબા, રા...ઝી...

તુંબા તરેં એમ તરેં રે મારા સાયબા, રા...ઝી...
એ...મુંએ કયું રે નતા મૉનતા રે મારા સાયબા, રા...ઝી...

ઑણીવેળ ઝંડા-ઝોરી હાથાં ઝાલેરે મારા સાયબા, રા...ઝી...
ગુરૂનાથ ખારા સમદરિયાની પાળે રી ઓરો આયો રે મારા સાયબા, રા...ઝી...

બાપા ખાંમદાંન રાખવું ઝુગમા નૉમ રે મારા સાયબા, રા...ઝી...
ગરુઓનાથરે વીસાર મૉડે રે મારા સાયબા, રા...ઝી...

બાવસી ઝગમાં આચ્યાં રે ખાટાં કૉમરે મારા સાયબા, રા...ઝી...
એ કૉયકેંણ નવલાઈ પરી કરું રે મારા સાયબા, રા...ઝી...
ગરુઓ નેંસલી દાટીનો દૉત પારેં રે, મારા સાયબા, રા...ઝી...

દૉત રે પારીન તુંબલી રોપેં રે મારા સાયબા, રા...ઝી...
તુબલી રોપીન તુબાં લગા રીયાં રે મારા સાયબા, રા...ઝી...

ઝોગટો મેર-સીમરેન માથે ઝાવેં રે મારા સાયબા, રા...ઝી...
માથાના વાળ તોરવા લાગો રે મારા સાયબા, રા...ઝી...

હૂરલી વૉહ પેંદા કરેં રે મારા સાયબા, રા...ઝી...
અરે માથુ રે ખખેરી ઝૂઈઓ ઊડા રે મારા સાયબા, રા...ઝી...

ઍણુંનું ફૂતિયું મેંદ પેદાસ કરેં રે મારા સાયબા, રા...ઝી...
બઉ રે રૂપાળી મોરલી કેંરે રે મારા સાયબા, રા...ઝી...

મોરલીનો કણો રે રૂપાળો કઠ મેળવે રે મારા સાયબા, રા...ઝી...
ઝોગઠો ગટાના માથ રે ઓરો આપ્યો રે મારા સાયબા, રા...ઝી...

ગરુઓનાથ હેં...હા...રે ગટાન માથેં મોરલી વઝારે...હા રે ઝબાપમાં ઝબાપ મારેં... હા...રે ઝોગટાના ઝબાપ... પેયાળાં ગિયા...હા રે પીયાંણ રાઝા હેં...હૂતેં બેઠે ઝપ નેં થાય...હા...રે પેયાંણ હેં...એ...રૉણી ! પેયાંણ પરીનું રાઝ કરઝે... ધવળ મતરોગ ઝાઈન પાસો આવું રે...એલાએ રાઝા...તનં હું અરખ આવેં કરી કરી ઝાવાનો...અવણાં તું ઝાઈન આવો હેં... અનં પાસી કેંમ તનં અરખ આવી હેં... હા...રે પેયાંણ રાઝા હેં... નેં મૉનતો...હા...રે...રૉણી ! ખાઝે-પીઝે કરઝે રાઝ પેયાંણખડનું... હા...રે ઝીવતો એંતો આવો પાસો...હા...રે રૉણી હેં...એ...રાઝા...મૉનલા ઠોકીરા બાઈલીનું કયેલું...ધવળેગડ ઝાય તો ઝોખો ઉપઝે'લા...પેયાંણ રાઝા હેં...નહીં મૉનતો બાઈલીનું કયેલું...હા...રે પેયાંણખડ પૂઠ મેંલ...હા...રે આયો હોનાની પાવરી...

હોનાની પાવરી પૂઠણ મેંલે રે રાઝા... હો...ઝી...
રૉડો કયેલું કોઈ નેં મૉન રે રાઝા... હો...ઝી...

રૂપાની પાવરી ઓરો આપ્યો રે પેયાંણ, રા...ઝી...
રૂપાની પાવરી પૂઠણ મેલ રે વાસંગ, રા...ઝી...

કૉહાની પાવરી ઓરો આપ્યો રે રાઝા, હો...ઝી...
કૉહાની પાવરી પૂઠણ મેલ રે રાઝા, રા...ઝી...

પીતોરની પાવરી ઓરો આપ્યો રે રાઝા, રા...ઝી...
એ લોની પાવરી ઓરો આપ્યો રે રાઝા, રા...ઝી...

એ...ગટાના માથે ઓરો આપ્યો રે રાઝા, રા...ઝી...
ગરુઓ બતરી રાગની મોરલી વાઝ રેં ગરુઓ, રા...ઝી...
પેયાંણનો રાઝા ડોલણ સરીઓ રે ઝગમાં, હો...ઝી...
એ...લાંબી રે લાખરીએ પરો દાબિયો રે રાઝાન, હો...ઝી...

પેયાંણ રાઝાન પરો પકરો રે મારા સાયબા, રા...ઝી...
પકરીન સોળ પરી સોળ રે ગરવોનાથ, રા...ઝી...

મારા હાવહૉ સેલકા બેઠા કરઝે રે મારા સાયબા, રા...ઝી...
પેયાંણ રાઝાન બૉનમાં પારિયો રે મારા સાયબા, હો...ઝી...

એકેસ ફૂંફાટો મારેં રે મારા સાયબા, રા...ઝી...
હવાહૉ સેલકા ઝીવતા થી યે ગિયા રે સાયબા, રા...ઝી...

કારાં વાદિયાંન પાંને પરિયો રે વાસંગ, હો...ઝી...
અવેં પેયાંણ રાઝાન બાંન પારિયો રે રાઝા, રા...ઝી...

અવેં હાંમિયાંના કંડિયામા પરો પૂરિયો રાઝા, રા...ઝી...
પેયાંણ બાર બાર વરસ બાંન પારિયો રે પેયાંણ, રા...ઝી...

હા...ને પેયાંણ રાઝા હેં...બાઈલીનું કયેલું નેં મૉનું ! રૉડન પૉડ ! માતો હૉટ ! હા...રે સુરારિયાંના બોલ અગળ આવા'ત.

પેયાંણ રાઝા હેં ઝગમા આવું ખોટું કૉમ મનમા વીસાર મૉડેં...રેંઝે ઝગરામા વાત હા...રે બાર બાર વરસ થીયાં...પેયાળ પરી કેવી હૂની પરેં... હા...રે તેરમું વરસ આય્યું હા...રે ઝાગી હેં...લોઆ નગરના ગૉંદરે કેવો હે રો લેય...

હા…રે ઝોગીઆંની ઝમાત આવી…તબૂ તબૂમા તબૂ તૉહોં… હા…રે દેરા દેરામા દેરા દેતા હેં… હા…રે ઝોગટા હેં…તરતી લોટેં. ધરતી બેંહે'લા… હા…રે ઝોગીયાંના દેરામાં ડેંકલું વાઝેં… હા રે… ઝોગી હેં…બઉ હોયમણું ડેંકલું વઝારેં… હા…રે સદણ રાઝા હેં… હા…રે… આઝ આવો અવાઝ કેંમહો આવેં… હું હરખું હેં આઝ નગરમા…

એ ઝોગીએ દેરામા દેરા તૉણિયા રા…ઝી…
લો આ નગરવાળે ગૉંદરે રે ઝોગટા, રા…ઝી…

એ તુણી તુણીમા તુણી કાલ રે ઝોગટા, રા…ઝી…
દનરો ગિયો રે ડાબે ડુંગરે રે ઝગમા, રા…ઝી…

બાપા હૂરલા ગિયા રે હોવન માળિયે રે ઝગમા, રા…ઝી…
હોઝીયા વખત પરી ઓઈ રે ઝગમા, રા…ઝી…

એ…આળિયે ગોખરે લાગેં રે ઝગમા, રા…ઝી…
કૂતા સેંપિયા ઝાંપા પીરિયા રે ઝગમા, રા…ઝી…

એ અગલી અગારું પાસલી પસારું રેંણ રે ઝગમા, રા…ઝી…
ડાકેંણો રૉડો રે ઝગમા આવેં રે ઝગમા, રા…ઝી…

પૂત પરાકા કરેં રે ઝગમા, રા…ઝી…
પેયાંણ સદણ રાઝાન હપને ઝાવેં રે પેયાંણ, રા…ઝી…

એ હપને ઝાવીન સોળ વાત રે પેયાંણ, રા…ઝી…
હૉંપળે બૉતમા રે સદણ, રા…ઝી…

બૉતમા તુંય સુવણ ન ઊંચ સુવણ રે બૉતમા, રા…ઝી…
બૉતમા આપણ વાઝિયેં પોતિયેં રે પાઈ, રા…ઝી…

સોળ રે દલરાંવાળી વાતો રે પેણાંય, રા…ઝી…
કોનિયા મૉડીન પરો હૉંપળે રે સદણ, રા…ઝી…

કારે વેરિયે રે બાંન પારિયો રે રાઝા, રા…ઝી…
એ પેયાળપરી હુની પરી રે બૉતમા, રા…ઝી…

હાંમિયાંના કંડિયામા બાંન પારિયો રે રાઝા, રા…ઝી…
ઊગતે ફઝારે ડમરું વાઝહેં રે રાઝા, રા…ઝી…

ભમર ડેંકલું ડેરામા વાઝ હેં રે બૉતમા, રા…ઝી…
મેંઠી વૉણીની મોરલી વાઝહેં રે રાઝા, રા…ઝી…

વેરાંગી તોફેંની મોરલી વાઝહેં રે બૉતમા, રા…ઝી…
એ…અહોતર નાગરા બારા કાટ હેં રે ઝગમાં, રા…ઝી…

એ…ભયોભિયા-દરોડિયા બાર કાટહેં રે રાઝા, રા…ઝી…
એ…મનં બારો રે નેં કાટહેં રે રાઝા, રા…ઝી…
એ…મારા માથે કકુનો સૉંદલો રે રાઝા, રા…ઝી…
એ…ગળા વાઝે રે ગાયનાં પેંગ રે રાઝા, રા…ઝી…

એ સોંદીની વારલીઓ ગળામા વાઝેં રે રાઝા રા...ઝી...
તમે અતર રઈન બારો પેંકરઝો રે રાઝા, રા...ઝી...

મું રમતો રમતો આહનો આવું રે રાઝા, રા...ઝી...
એતણ અળવરિયું મેલીન ખોળામા આવો રે રાઝા, રા...ઝી...

મૉગે એતરું આલઝે રે રાઝા, રા...ઝી...
કોંચકેં કરીન સૂટો કેંરઝે રે રાઝા, રા...ઝી...

હા...રે પેચાંણનો રાઝા હેં...દનરા ડાવે ડુંગરે ઝય...હૂરલા હોવન માળિયે...હા...રે કેવોક દન આટેં ! હા...રે આળિયે ગોખરે...કૂતા સાંપા, ઝાંપા પીરે...હા...રે સદણ હેં... રગિયા રાવળામા કેવો ટોલિયો ટાળેં ! હારે સદણ રાઝા હેં... ઈરઈ હીરખી વૉસેં... કેવો ટોલિયાના માથે વરાઝ થાય...! હા રે અગલી અગારું પાસલી પસારું... તારામા તારા તૂટેં પૂત પરાકા રેંમે... હા...રે એવખતમા પેચાંણ હેં... કેવોક હપને આવેં...એય સદણ ! તુંય સુવણ ન મુંય સુવણ'લા ! હા...રે આપણે વાઝિયે પોતિયેં પાઈ! હા...રે મારી પીર પૉગેં... હા...તો રેંઝે ઝગરામા વાત... હા...રે કાટે વેલિયે બાંન પારો હું...એ..સદણ...ઊગતી કિરણે ડમરું વાઝ હેં... એણીવેળ કૂરસી નૉખીન મૉણેક સોક બેહઝે... અઠોતર નાગરા રમણા કરહેં'લા... અંળોરિયો-તંબોરિયા- હા-ને ભપોરિયા-ડરોતિયા...મનં નેં કાટેં'લા ... બારો હા...રે... એતરું નેં મૉને તો... તનં ઓળખેંણ આળું... કપાળમા સૉંદલો કકુનો...ગળામા ગાઈનો પેંગ...ગળામાં સૉંદીની વારલી...અનં અસલ સવિસફણી માર મુટું...નેં ગપરાતો ને'લા... હા...રે એક સપનાંમા વાત સોળેં... સદણ રાઝા હેં...ઝટ દેઈન ઊંગ ઊડેં... હા...રે મનમા વીસાર મૉંડેં... આવું હપનું કેંમ આવું ! હા...રે અઝર વઝર રેંણ કાટેં... હા...રે કરમા ઊગો હુરુઝ... પાંણ... હા...રે સદણ રાઝા હેં...દાતુણ કરુળા કેંરે...પીથા પર તોતી પેંરે...લળવળ લળવળ કમર બૉંતે...સોનાનો સકોરો માથે મેલેં...હા...રે સદણ રાઝા હેં...કેવીક હઝાઈ મૉંડેં...

એ... ધરમર ઊતરે રે વાદળિયાં મેંલો રે મારા સાયબા, રા...ઝી...

સદણ વાદળિયાં મેંલાં નેંસાં ઊતરે રે મારા સાયબા,
એ વાદળ મેંલાં પૂહણ મેલે રે મારા સાયબા, રા...ઝી...

રાઝા મૉણેક સોકાંમા ઓરો આયો રે મારા સાયબા, રા...ઝી...
મૉણકીયા સોકરે પૂહણ મેલે રે મારા સાયબા, રા...ઝી...

અગલા પલા અગળ વાત સોળ રે મારા સાયબા, રા...ઝી...
પાસલા પલા પાસળ વાત કરેં રે મારા સાયબા, રા...ઝી...

બાપરો મારગાંની ઝોરે ઝાવા લાગો રે મારા, સાયબા, રા...ઝી...
સોટે પગલે લાંબી ફાળે રે મારા સાયબા, રા...ઝી...

દોટીના દરવાઝે ઓરો આપ્યો રે મારા સાયબા, રા...ઝી...
રાઝા ગૉમના ગૉદરે ઓરો આપ્યો રે મારા સાયબા, રા...ઝી...

હાંમિયાંના ડેરામા ડમરું વાઝ રે મારા સાયબા, રા...ઝી...
મેંઠી વૉણીની મોરલી વાઝેં રે મારા સાયબા, રા...ઝી...

બાપા લોઆનગરનાં લોક ઝોવા આય્યાં રે મારા સાયબા, રા...ઝી...
તુંનેં ઝોગટે રે રમત મૉડી હેં રે મારા સાયબા, રા...ઝી...

એ...લોઆનગરનાં લોક ઝોયણું ફૂલિયું રે મારા સાયબા, રા...ઝી...
એકીના ખોળે રોયેં રે નૉનાં બાળ રે મારા સાયબા, રા...ઝી...

એકી પૉણી જાય તે પારી મેરેં રે મારા સાયબા, રા...ઝી...
ઝોગટે એતોતર નાગરા રમણા કાટા રે સાયબા, રા...ઝી...

સદણ રાઝા રે ઝોવલા ઝોવેં રે મારા સાયબા, રા...ઝી...
અસલ વાસંગ નાગરો નઝરે નહીં આવતો રે મારા સાયબા, રા...ઝી...

સદણ ઝુના ઝોગટાન વાતે વળીએ રે મારા સાયબા, રા...ઝી...
એ ઝોગી ઑણા રે કંડિયામા હુંય વાઝરે મારા સાયબા, રા...ઝી...

ઝોગટો ઓળવણી-પોળવણી કરેં રે મારા સાયબા, રા...ઝી...
રાઝા અટ લેઈન રઈયો રે સદણ, રા...ઝી...

સદણે હાંમિયાંના કંડિયામા હો બારો કાટિયો રે પેચાંણ રાઝા, રા...ઝી...
એ... પેચાંણના કપાળમાં કકુનો સૉંદલો મારા સાયબા, રા...ઝી...

એ...પેચાંણન ગળામા ગાઈનો પૉગ રે મારા સાયબા, રા...ઝી...
હાઉ રે સૉંદીની વારલી વાઝ રે મારા સાયબા, રા...ઝી...

સદણન હપનાનો મુદો નઝરે આચ્યો રે મારા સાયબા, રા...ઝી...
પેચાંણ સદણ રાઝાના ખોળામા ઝાય રે મારા સાયબા, રા...ઝી...

સદણ રાઝા વાતો સોળ રે મારા સાયબા, રા...ઝી...
હૉંપળો ઝોગટો રે મારી વાતો હેં રે મારા સાયબો રા...ઝી...

ઝોગીઓ મૉગો એતરું તમાંન આલું રે મારા સાયબા, રા...ઝી...
ઑણા નગરાનૂં નેં આલું રે મારા સાયબા, રા...ઝી...

હા...રે વાદિયાંન રીઝમોલ આલે...હા...રે પેચાંણ રાઝા હેં... કારા વેલિયા કન સૂટો કરેં... પેચાંણ રાઝાન... કેવોક લેઈન આવેં-વાદળ મેંલ... હા...રે પેચાંણ હેં...સદણ રાઝાન કેવોક વાતો સોળે... હા...રે એ બૉતમા... હા...રે તારું કણું પલું થાઝો...તે મનં બાર વરહાં હો સોટો કરો... તે આપણું પોત્યેં પાઈ હૈય'લા... ખય, પીએં ન મઝા કરેં... હા...રે પેચાંણ હેં... મઈનો કેવો પૂરો લોઆનગરમાં રય... હા...રે એકાદનનો સમાઝોગ...થારી મા સોકાવું... સમાઝોગનો કેવો મા ઝોગ આવેં... હા-રે રાઝા પેચાંણ હેં... સદણ રાઝાન કેવોક વાતેસોળે...

હા...રે બૉતમા મઈનો પરો થઈ ગો...આપું ઝાઈયેં... પેચાળ ખડમા તે મનં આથો આથ મેલીન પાસો આવે'લા... હા...રે સદણ રાઝા હેં... કેવાક પેચાળે ઝાવાની હઝનાઈ કરેં...

સદણ હાંમિયાં કંડિયો માથેં કરિયો રે મારા સાયબા, રા...ઝી...
વાતાં સોળ નં ઝાવા લાગિયા રે મારા સાયબા, રા...ઝી...

બાપરા પેચાળપરીની વાટે ઝાવા લાગારે મારા સાયબા, રા...ઝી...
લોની પાવરી રે ઓરા આવિયા રે મારા સાયબા, રા...ઝી...

બાપરા વાતોના રમઝોરા પરા ઊડેં રે મારા સાયબા, રા...ઝી...
રૂપાની પાવરીરે ઓરા આવિયા રે મારા સાયબા, રા...ઝી...

રૂપાની પાવરી તો પૂઠણ મેંલે રે મારા સાયબા, રા…ઝી…
હોનાની પાવરીએ ઓરા આપ્યા રે મારા સાયબા, રા…ઝી…

પેયાંણન સદણ સોળ વાતો રે મારા સાયબા, રા…ઝી…
બૉતમા માથા હો નેંસો મેલે રે મારા સાયબા, રા…ઝી…

હોનાની પાવરીએ તું તો બેહઝે રે મારા સાયબા, રા…ઝી…
પેયાળપરીમા ઝાઈન આવું રે મારા સાયબા, રા…ઝી…

એંમ કરી હીખો દેઈન ઝાવા લાગો રે મારા સાયબા, રા…ઝી…
પેયાળપરીમા વાસંગ આય્યો રે મારા સાયબા, રા…ઝી…

બાપરી સવીસ નાગણીઓ રૂગાં રાળે રે મારા સાયબા, રા…ઝી…
રાઝા આતરા દનરે કેંય આતા રે મારા સાયબા, રા…ઝી…

પેયાંણ હખાં-દખાંની સોળ રે વાતો રે મારા સાયબા, રા…ઝી…

હા…રે પેયાંણ રાઝા હેં… સવીસ રૉણીઓન કેવોક વાતો વળેં…એ રૉણીઓ…! મનં તો ગરુઆનાથે બાંણ પારેલો અતો તે માર એક પાઈબત હેં… સાર ખડન સવદે પવનમા લેઈન ફીરા…તે મારી બારા કેંણે નેં કરી… તે એક નૉનકોક રાઝા હેં…એંણાન મનં મદારીઓ કનહો સૂટો કરો…તે મૉગતા એંણું મદારીઓન આલું…તે એંણાના રાઝમાં લેઈન ગો… લોઆ નગરનો રાઝા… સદણ સતિયો… એ રૉણીઆ ! મનં કણો હોરો રાખો… હા…રે આથો આથ મનં પેયાળમા મેલવા આવો હેં… હા…રે મું સુવણનં એય સુવણ… હા…રે એંણાન કોઈ મસ્તી કરઝો મા ! હા…રે પદમણી રૉણી હેં…મખરે તૉણે લાંબો ઘૂમટો… કેવીક સદણ રાઝા હારણ ઝાય… બાવસી કઈન પૉગે પરેં - ઝૂઓર કેવોક સદણ રાઝા ઝેલેં ? હા…રે અગળ કરીન કેવીક પેયાંણના રાઝપાટમાં લેઈન આવેં… હા…રે સવીસ રૉણીઓ હેં… સદણ રાઝાન ફીરી ફીરીન નમણ કરેં… હા…રે મોરંગી ટોલિયો ટાળેં… હા…રે કેલીકન હીરખી વૉસેં હેં હા…રે સદણ હેં… આસ રઈન કેવોક ટોલિયા માથે બેહે ?

પૉસ-દૉહ દન પેયાળ રઈયો રે મારા સાયબા, રા…ઝી…

બાંને ખાંનાહા સૂટા કરીયા, રા…ઝી…
તુંય સવાંણન મુંય સવાંણ મારા સાયબા, રા…ઝી…

ખોટું કેંવાય રે બાંનેખાંનુ રે મારા સાયબા, રા…ઝી…
પેયાળ ખડમા ઓરા આપ્યા મારા સાયબા, રા…ઝી…

પેયાળ વાસંગ હીખો દેય રે મારા સાયબા, રા…ઝી…
હૉપળ કેં સદણ રે મારી વાત રે મારા સયબા, રા…ઝી…

અગર આવેં ગરુઆની તુણીઓ મારા સાયબા, રા…ઝી…
મારા ગરુઆન મીળતા ઝાઈય રે મારા સાયબા, રા…ઝી…

સતગરુઆની તુણીએ ઝય રે મારા સાયબા, રા…ઝી…
નવા નારણ હારવા લાગા રે મારા સાયબા, રા…ઝી…

સતગરુઓ રે વાતાં સોળ રે મારા સાયબા, રા…ઝી…

મતરોગનો રાઝા કેંમ હો આવો મારા સાયબા, રા...ઝી...
સતવસન આલવા લાગો રે મારા સાયબા, રા...ઝી...

ઠુઠા પરમાંણ તનં ઠુઠો રે મારા સાયબા, રા...ઝી...
ગરુઆ નહીં લેવું રે હોનું ન હોળમું મારા સાયબા, રા...ઝી...

ઝળપતિ કરોલો રે માર તો લેવો રે મારા સાયબા, રા...ઝી...
સતગુરુએ કે કોરલો આલો રે મારા સાયબા, રા...ઝી...

એંહા ગળ ઝાવા લાગા રે મારા સાયબા, રા...ઝી...
બાળો વાસંગ વાતો સોળ રે મારા સાયબા, રા...ઝી...

પેમ ગરુઆની તુણીઓ આવ રે મારા સાયબા, રા...ઝી...
પેમ ગરુઆન મીળતા ઝાઈય રે મારા સાયબા, રા...ઝી...

આવેં ગરુઆવાળી તુણી રે મારા સાયબા, રા...ઝી...
નવા નારણ હારવા રે મારા સાયબા, રા...ઝી...

ગરુઓ સતવસન આલવા લાગો રે મારા સાયબા, રા...ઝી...
રાઝા મારી તુણીએ રે પલો આવો રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... બાળો વાસંગ હેં... સદણ રાઝાન વાત કરેં... હોંપળે રાઝા વા...ત. સતગરુએ ઝળપતિ કોરો આલો... પેમ ગરુની તુણીએ આવા... બીઝું... તીઝું માં લેઝે... મીનકી, સુગટો લેઝે... પેમગરુઓ નવા-નારણ હારે... હોંપળે રાઝા વા...ત. મારી તુણીએ પલો આવો... અમ્મર વાસા, ભરમ વાસા... વાસા, સુકું રોયલા સમારના સોંટણે પરું... મોંગ થાર હું લેવું હેં... એક મખે મોંગી લે... તેણીવેળ સદણ રાઝા કોંય કેં... હોંપળે ગરુઆ વાત... નેં લેવું હોનું હોળમું નેં લેવાં વાદળ મેંલાં... નેં લેવા અસ્તિ ન કોરા નેં લેવા ગાદી ટેકિયા... મીનકી, સુગટો આલેં મીનકી સુગટો તનં આલી દેતાં...એહા અગળ ઝય... બાળો વાસંગ કેવો હમઝાવેં... હોંપળે સદમ વા...ત. અગળ આવેં દાદા ગરુઝીની તુણી...

દાદા ગરુઝીની તુણીઓ આવેં રે મારા સાયબા, રા...ઝી...
એંણા ગરુઆન મીળતા ઝાઇયેં રે મારા સાયબા, રા...ઝી...

આવ્યા ગરુઆઘાળી તુણીએ રે મારા સાયબા, રા...ઝી...
નવા નારણ હારવા લાગા રે મારા સાયબા, રા...ઝી...

દાદા ગરુઝી વસન આલેં રે મારા સાયબા, રા...ઝી...
પલેં આવા રે મારી તુણીએ રે મારા સાયબા, રા...ઝી...

મોંગે એતરી સીઝો આલું રે મારા સાયબા, રા...ઝી...
ગરુઆ થારા આથની વેંટી આલે રે મારા સાયબા, રા...ઝી...

ગરુઓ અમર મુદરખા આલવા લાગો રે મારા સાયબા, રા...ઝી...
એંહા રે અગર ઝાવા લાગા રે મારા સાયબા, રા...ઝી...

બાળો વાસંગ વાતો સોળ રે મારા સાયબા, રા...ઝી...
ઝગત બાબાની તુણીઓ આવે રે મારા સાયબા, રા...ઝી...

ઝગેંત ઝીગીની તુણીએ આવા રે મારા સાયબા, રા...ઝી...
નવ્વા નારણ હારવા લાગા રે મારા સાયબા, રા...ઝી...

ઝોગઠાની તુણીએ વરાઝ ઓઈયા રે મારા સાયબા, રા...ઝી...
ઝોગી સત વસન આલવા લાગો રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... ઝગત ઝોગી વાત કરેં... હૌંપળે રાઝા વા...ત. મારી તુણીએ પલે આવો... મૉગ મૉગ એકે મખેં મૉગી લે... કુઠા પરમાણ કુઠો... વાસા સૂકું રોયલા સમારની કુંડમા પરું... હૌંપળે ગરુઆ વા...ત. મનં માથે અવદેસ દેય... લોયણાનો રાઝા હું... એ લોયણાનું રાઝ કરું... એવો માથે આથ દેયાં... મારાં વાળાં હારો કોઈ ઝોઈ નેં હડેં... ઝા'લા સતમા આલું ઝબરકથા કોઈ રીહનાં રૂટાનાં આંટી આંમળાની થનં મારવા કણી કોસીટો કરહેં... પૉણ થાર વાળાં હારણ કોઈ નેં ઝોઈ હકેં... અવેં બાબો વાસંગ વાત કરેં... હૌંપળે બૉતમા વા...ત. તેં તો પાયાંવાળી ભીર...અનં માર ગુરએ થનં પારી પારી સીઝો આલી તુંય સેંવાંણ નં મુંય સેંવાંણ.. ઑમ તો પોત્યે પાઈ... બૉતમા થા... ઍંણીવેળ સદણ રાઝા વાત કરેં... હૌંપળે બૉતમા વા...ત.

ઝળપતિ કોરો મળિયો રે મારા સાયબા, રા...ઝી...
બૉતમા કરઝે પેયાંળાવાળું રાઝ રે મારા સાયબા, રા...ઝી...

મારી પાબીયાંન હારી પૂસઝે રે મારા સાયબા, રા...ઝી...
મીળી હૉમળીન ઝુઆ પરિયા રે મારા સાયબા, રા...ઝી...

બાબો રે વાસંગ હીખો દેય રે મારા સાયબા, રા...ઝી...
બાબા ઝાળવીન ઝાઝે ન ઝાળીવન આવઝે રે મારા સાયબા, રા...ઝી...

બૉતમા પીર પરેં તો પોકાર કરઝે મારા સાયબા, રા...ઝી...
પાગુ રે પાયાંવાળી પીરો રે મારા સાયબા, રા...ઝી...

બૉતમા ઝમણૉ ગેલો રે લોયણ ઝાય રે સાયબા, રા...ઝી...
ડાવો રે ગેલો રે કૉમણીઓ દેસ રે મારા સાયબા, રા...ઝી...

કૉમણીય દેસ રે બઈરાનું રાઝ રે મારા સાયબા, રા...ઝી...
લેંલાં કૉમણી રે વાળાં રાઝા રે મારા સાયબા, રા...ઝી...

બૉતમા કરઝે લોયણાવાળું રાઝ રે મારા સાયબા, રા...ઝી...
સદણ ઝળપતિ કોરલે રે સમાંન મૉડ રે મારા સાયબા, રા...ઝી...

કૂદી કૂદી રે અસવાર ઓઈયો રે મારા સાયબા, રા...ઝી...
ઊસી હરકાવેં રેસમી દોર રે મારા સાયબા, રા...ઝી...

કોરલાન રોળવેં રે તીખા તાઝણા રે મારા સાયબા, રા...ઝી...
કોરલાં થેઈયાં થેઈયાં કરવા લાગો રે મારા સાયબા, રા...ઝી...

ઝળપતિ કોરલો રે ઘૉમણા લાગો હેં રે મારા સાયબા, રા...ઝી...
મીનકી સૂગટાં રે લારે લાર રે મારા સાયબા, રા...ઝી...

મારગાંની ઝોર રે કોરલો તૉમ રે મારા સાયબા, રા...ઝી...
તુંદળી તુંદળી ઊડ રે મારા સાયબા, રા...ઝી...

ખડ મેલન ખડ લેચ રે મારા સાયબા, રા…ઝી…

ઝમણો ગેંલો પૂલી ગિયો રે મારા સાયબા, રા…ઝી…
ડાવેં ગેંલ રે કોરલો તૉણ રે મારા સાયબા, રા…ઝી…

સદણ ઝાતો ઝાતો રે ઊપો રઈયો રે મારા સાયબા, રા…ઝી…
ઊપો ઊપો રે વીસાર મૉડ રે મારા સાયબા, રા…ઝી…

તો મહરાઝ… સદણ સતિયો હેં…ઝમણો ગેંલો પૂલી ડાવેં ગેંલે ઝાતો રો… ઝાતાં ઝાતાં વીસાર મૉડેં… બાબો વાસંગ મનં એંમ કેંતો… ડાવેં ગેંલેં માં ઝાઝે… ડાવો ગેંલો કૉમણીય દેસ ઝાય… કૉમણિયા દેસમા તરીયા રાઝ હેં… આવો આવો ઝોતો ઝઉં… લટકતાં ફળ ખાતો ઝઉં કોરલાન રોળવેં રે તીઓન તાઝણો… કોરલો કૉમણીયા દેસમા કેવો તૉમેં ! તુંદળી તુંદળી રેતો ઊડેં… પાંખે પાવોર બોલે હા…રે સદણ સતિયો હેં… ખડ મેલેં ખડ લેચ… તીઝા ખડમા આવો… નીર - સાઈયોર દરિયા અગળ આવો… ઝળપતિ કોરલાન દરિયામા નાખેં… ઝળપતિ કોરો ઝળ ઉપર કેવો તૉમેં ! નીર સાચ્યોર દરિયા મુટેં બોલા… એ’લા ઝાવાવાળા ? હૉંપળે અમારી વાત…કુણ હેં થું… અમાર પેટ પર કોરો લેઈન ઝાવાવાળો…એંણીવેળ સદણ સતિયો વાત કરેં. હૉંપળો દરિયા વા…ત. તમાર બા હું કુણ હો તે ! નીર સાઈયોર દરિયા વાત કરેં… ઝા’લા અમાર બા એંતો થાર કેંર અવતાર લેહું… નીર સાચ્યોર દીકરા હરઝહું. ઝળપતિ કોરો ઝળ ઉપર તૉમેં… નીર સાચ્યોર દરિયા પૂંહણ મેલેં… આવો કૉમણિયો દેસમા… કૉમણિયા દેસની સોરીઓ હેં… લટકતાં બેરલાં માથેં મેલેં… પૉણી પરવા કેવી આવેં ! વાતોના રમઝોર ઊડવા લાગા… હરખી હૈયરો પૉણી આવેં… આવી વાવાંના માથેં… કાસીના કરુલા નેંસા મેલેં… કાસી કણિયોરનાં દાતુણ મૉરેં…

દાતુણ કુરબા કરવા લાગી રે મારા સાયબા, રા…ઝી…
આત-પૉગ તોવા લાગી રે મારા સાયબા, રા…ઝી…

ઊગતો હુરુઝ ઑદવા લાગી રે મારા સાયબા, રા…ઝી…
સદણ કોરલા રમારે આવણા લાગો રે મારા સાયબા, રા…ઝી…

રાઝાન વાલી રે વાતો બાયો સોળ રે મારા સાયબા, રા…ઝી…
રાઝા ઑણી વાટે રે નતો આવતો રે મારા સાયબા, રા…ઝી…

તુંતો આવો ફૂટરો કેંમ હો આવો રે મારા સાયબા, રા…ઝી…
સોરિયો પૂખો-તીહોનો પરણ ઝાય રે મારા સાયબા, રા…ઝી…

તાંબાની વટલોઈએ પૉણી આલો રે મારા સાયબા, રા…ઝી…
માર તો મીનકી સુગટો રે તીહે મરે રે મારા સાયબા, રા…ઝી…

સોરિયો તાંબાની વટલોઈએ પૉણી આલેં રે મારા સાયબા, રા…ઝી…
રાઝા તાંબાની વટલોઈએ પૉણી પીએ રે મારા સાયાબા, રા…ઝી…

મીનકી સૂગટાન પૉણી આલે રે મારા સાયબા, રા…ઝી…
રાઝા હીરો-હૉહતો ઓવણા લાગો રે મારા સાયબા, રા…ઝી…

પૉણીની પણિયારીઓ મખરેં બોલ રે મારા સાયબા, રા…ઝી…

રાઝા આતરો અઝણો કેંમ હો આવો રે મારા સાયબા, રા…ઝી…
રાઝા ઑણી વાટે નતો આવણો રે મારા સાયબા, રા…ઝી…

લેંલા કૉમણીવાળું રાઝ રે મારા સાયબા, રા...ઝી...
ખાંપ રાઝાની દીકરી વાઝ રે મારા સાયબા, રા...ઝી...

તમાં હરખા રે કણા ખાતા રે મારા સાયબા, રા...ઝી...
સોરીઓ કેંમ કરીન મનં મારહેં મારા સાયબા, રા...ઝી...

હોંપળે રાઝા વા...ત. તનં લેઈન ઝાહેં વાદળ મેંલમા... તળહૂરાંવાળો ટોલિયો ટાળહેં... ઉપર હવા લાખની હીરાંખ પૉથર હેં... તે એંણ ટોલિયે તનં બેંહાર હેં... બેંહતાંમાંસ તળહૂરો તનં પેહી ઝાહેં. એંણી આંળી હો ટળેં... તો વખની કૂંડીઓમા લેઈન ઝાહેં... વખના પૉણીમા ઝીલાર હેં... એઝુ વખ તનં સરહેં. તું મરી ઝે...એંહી આંળી ટળહેં.. વખનાં પોઝનં બણાવ હેં... તરનં વખનાં પોઝન ખવરાવ હેં... ખાતાંસ કૉમે આવેં... તેંણ કાત હેં... તેંણે આંળીઓ ટાળી હકેં... ઝા તનં કોઈ નેં મારી હકેં... એંણીવેળ રાઝા વીસાર કરેં... બાબો વાસંગ કેંતો એ વાત હાસી પરી... ડાવેં ગેંલે મતી ઝાઝે... એંમ કેઇયું નતો મૉનતો... અગળ આવો વાસંગનો બોલ...

રાઝા કોરલાન માથે તગરા પીર રે મારા સાયબા, રા...ઝી...
રાઝા કૂદી કૂદી અસવાર ઓઇયા રે મારા સાયબા, રા...ઝી...

ઊસી રે હરકાવેં રેસમી દોરો રે મારા સાયબા, રા...ઝી...
સદણ કોરલો રમારેં આવણા લાગો રે મારા સાયબા, રા... ઝી...

રૉણી ખાટરે એંસોર એંસવા લાગી રે મારા સાયબા, રા...ઝી...
રૉણી ભમ્મર બારીયાંમા એરવા લાગી રે મારા સાયબા, રા...ઝી...

સોરિયાંન ઝાઈન મખરેં બોલ રે મારા સાયબા, રા...ઝી...
સોરિયો ઉઝોર તૉળીઓ રે કોઈ કેંણ આવ રે મારા સાયબા, રા...ઝી...

એંણાન ઝાઈન એતરું કેઝો રે મારા સાયબા, રા...ઝી...
મોટી મોટી રે બનેવી કેંઝો રે મારા સાયબા, રા...ઝી...

નૉનકી નૉનકી કૂઓ કેંઝો રે મારા સાયબા, રા...ઝી...
રાઝાન સેતરીનઊપો રાખઝો રે મારા સાયબા, રા...ઝી...

સણગાર કરીન મું તો આવું રે મારા સાયબા, રા...ઝી...
સોરિયો એતની કેંવી રે પનરેં આવેં રે મારા સાયબા, રા...ઝી...

સોરિયો તમકેં ઉતરે વાદળ મેંલો રે મારા સાયબા, રા...ઝી...
સોરિયો રાઝાન ઝાઈન અગળ ફીર રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... લેંલાં કૉમણીની હમઝાવેલી સોરિયો આવી... રાઝાન ઝાઈન આગળ ફીરી કોરાનો આંનો હાઈન ઊપી રેઈ... સોરિયો... બાઇયો હેં... રાઝાન વાલા વાલાં અવકારા દેય... મોટી મોટી બનેવી કઈ બોલાવેં... નૉનકી નૉનકી કૂઓ કય... સદણ રાઝા હેં... ઊપો ઊપો વીસાર મૉડેં... હોંપળો બાઇઓ વા...ત. મું કે'દિ પણણો તે બનેવી કાં... સોરિયો બાઇઓ વાતો કરેં... હોંપળે બનેવી વા...ત. થારી તો બાઈ મેંલાંમા વાટો ઝોવેં... તમે તો કણે દને આવા... એંણીવેળ રાઝા વીસાર કરેં... હોંપળો બાઇઓ વા...ત. તમે તો હારી આવી... નેં તમાર બેંન કેંમ નેં આવી... એવામા લેંલાં કૉમણી હેં... સોપતું ઓંટેં સોપતું પેરે...

સોપતું પેંરેન સોપતું ઓટેં રે મારા સાયબા, રા...ઝી...
કેંરે પરમાંણ સારણો પેંરે રે મારા સાયબા, રા...ઝી...

ઢુંગા પરમાણે રે ફેટીયું પેંરે રેમારા સાયબા, રા...ઝી...
સાથી પરમાંણ કૉસુઓ પેંર રે મારા સાયબા, રા...ઝી...

દેઈય પરમાંણ હાળુરો ઓટેં રે મારા સાયબા, રા...ઝી...
વાળે વાળે મોતી હારે રે મારા સાયબા, રા...ઝી...

લેંલાર પરમાંણ ટીલરી પારેં રે મારા સાયબા, રા...ઝી...
ઑખિયાં પરમાંણ રાઝળ રાળે રે મારા સાયબા, રા...ઝી...

ગાલેં ફૂલરી પારેં રે મારા સાયબા, રા...ઝી...
દાટી પરમાંણ મૉખ મૉડ રે મારા સાયબા, રા...ઝી...

ધમકેં ઊતરેં વાદળીઆં મેંલ રે મારા સાયબા, રા...ઝી...
સદણ રાઝારે વીસાર મૉડ રે મારા સાયબા, રા...ઝી...

લેંલાં રે કૉમણી આવણા લાગાં રે મારા સાયબા, રા...ઝી...
આહની આવીન લાઝો તૉણ રે મારા સાયબા, રા...ઝી...

ગણેર દેઈન આવળી ફીરેં રે મારા સાયબા, રા...ઝી...
ઊપી ઊપી રે મારા સાયબા, રા...ઝી...

સદણ રાઝા વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...
રૉણી કેતરાં દ:ખરાં રે રૂગાં રાળેં રે મારા સાયબા, રા...ઝી...

રૉણી રોતી સાંની રે રેંઝેં રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... લેંલાં કૉમણી હેં...ઊપી ઊપી રૂંગાં રાળેં... સદણ રાઝા વાત કરેં...હૉંપળે રૉણી વા...ત. કેતરાં દ:ખરાં રૂંગાં રાળેં...રોતી ઝાતી રૉણી વા...ત. કરેં... નૉનકી અતી પણણીન ગો... મનં તું તો પૂલી ગો... કણે દને પાસો વળો... સદણ સતિયો વાત કરેં... હૉંપળે રૉણી રાણી વા...ત. હીખેરાં મનં આપણે બાએ પણણાવાં અહેં. એ રાઝા... નૉનકી પણણીન ગો... મોટી થઈન ઑણે આવો હું...

હૉંપળે રૉણી વા...ત. રોતી સાંની રેં... તનં લેતા વગર ઝાવો નેં...એંમ કેંતાંમા રૉણી કેવી રાજું થાય.. લેંલાં કૉમણી વાત કરેં.. હૉંપળો સોરિયો વા..ત. ઝટકેં ઝૉવ વાદળ મેંલે... ઝટ દેઈન ટોલિયો ટાળાં... ઝટ દેઈ હીરખી પૉથરાં... તમાર બનેવીન તો ઉં લેઈન આવું... સોરિયાંન કેંતસ લાગેં વાર...

સોરિયો ધમકેં સરેં રે વાદળીયાં મેંલ રે મારા સાયબા, રા...ઝી...
પરઝાવાળો રે ટોલિયો ટાળેં રે મારા સાયબા, રા...ઝી...

એંણ રે ટોલિયેં રે હીરાંખ પૉથરે રે મારા સાયબા, રા...ઝી...
લેંલાં કૉમણી રે વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...

રાઝા કણે દને પેળાં ઓયાં રે મારા સાયબા, રા...ઝી...
વાદળીએ મેંલે રે આયું સરિયેં રે મારા સાયબા, રા...ઝી...

રળી રે ઑગણાંમાં કોરલો હૉંપે રે મારા સાયબા, રા...ઝી...
મીનકી સુગટો નેંસા મેલ રે મારા સાયબા, રા...ઝી...
રાઝા વાદળીએ મેંલે રે સરવા લાગો રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... લેંલાં કૉમણી હેં... સદણ રાઝાન લેઈન ઝાય... સરે વાદળીએ મેંલ... હા...રે લેંલાં કૉમણી વીસાર મૉડેં... કેંક સોરિયે બીઝો ટોલિયો ટાળો એંહ... એંમ કરીન સદણ રાઝાન વાત કરેં... હૉંપળે રાઝા વાત... કરીક ઊપો રેં...ઉં ઝોઈ આવું... ટોલિયો ટાળો હેં કે નેં ટાળો... રૉણી પેંલહી ઝોવા ઝાય... ઑમ બાઝુંમા એક ઓહ્રી...પૉસ, રાઝાઓની મૂકીઓ પોવેલી... રાઝાન નઝરે પરી ગેઈ... પૉસે મુડકીઓ આહી... સદણ રાઝાય ઓહી ગો... પેલી મુડકીઓ વાત કરે... હૉંપળે રાઝા વા...ત. તું કેંમ આહો... એંણી અમાંન વા...ત કર... સદણ રાઝા મુક્કીઓન વાત કરેં ....તમે આહીઓ એતણ ઉંચ આહો... અમે તો એંમ આહીઓ...તનં હરખા અમેય રાઝા અતા... લેંલાં કૉમણીએ અમાંન મારી બીઝી માટી તો ખાઈ ગેઈ... નેં આ માથાં માથાં પોળી મેલાં હેં... પૉસ તો હેંય...નં સૉમું માથું થાર આવી ઝાવાનું હેં...એતણ અમે આહા હૈય... સદણ રાઝા વાત કરેં... પેલી સોરિયો કેંતી એ વાત હાસી પરી...હૉંપળો મુડકીઓ વા...ત. કેંમ કરીન માર હેં... એ રાઝા ? તળહૂરો વાળો ટોલિયો ટાળ હેં... ઉપર હીરોખ પૉથર હેં... ઉપર ઑસાં ઑસાં ફૂલરાં વેરહેં... તનં ઉપર બેંહાર હેં...

એંઠણ તો આગની પમર ખાઈન ઉપર તો તળહૂરો...

બેંહતાં કૉમે આવી ઝયેં...

એહે ટળી ઝયે... વખની કુંડીએ ઝીલાર હેં...

એંણી કુંડીએ મરી ઝે... એહો બસી ઝે... વખના લાડુ બણાવ હેં... વખના લાડું ખવારીન માર હેં... એંહો ટળી ઝે... ઝાતનં કૉય કરી હકેં નેં...

સદણ રાઝા રે વીસાર મૉડેં રે મારા સાયબા, રા...ઝી...
કેંમ કરીન મનં માર હેં મારા સાયબા, રા...ઝી...

લેંલાં કૉમણી લેવા આવી રે મારા સાયબા, રા...ઝી...
હેંડાં રાઝા ટોલિયેં ઝાઈયેં રે મારા સાયબા, રા...ઝી...

ટોલિયા કનેં રે ઊપો રઈયો રેમારા સાયબા, રા...ઝી...
લેંલાં કૉમણી વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...

આવાં કે રાઝા રે ટોલિયેં બેહાં રે મારા સાયબા, રા...ઝી...
સદણ રાઝા વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...

અમાર લોયણ ગડમા રે એવો નેંમ રે મારા સાયબા, રા...ઝી...
પેલી રૉણીરે ટોલિયેં બેંહુ રે મારા સાયબા, રા...ઝી...

એંણા હો ઊપો રઈયો હું રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... સદણ રાઝા વાત કરેં... હૉંપળે રૉણી મારી વા...ત. અમાર લોયણગડમા એવો નેંમ હેં... પેંલી રૉણી ટોલિયેં બેંહેં... મરદ પાસળ બેંહેં... તેંણીવેળ રૉણી ગણ્ણણ્ દઈન અવળી ફીરી...અવળી ફીરીન વાત કરેં... હૉંપળે રાઝા વાત... ગાંડા કે વાવરા ! કેંમ ઉસલી વાત કરાં પેંલાં તોમર દટોલિયેં બેંહેં પૂઠણ અસ્તરી તો બેંહેં ... કેં હી હિપાંહાં ! પૉણ રાઝા મૉનતો નહીં. રૉણી તમે બેહો તોસ બેહું નકર નહીં બેહતો ! વીઝ હણનું ખાંડુ કાટેં... ખાંડાની અણીએ હીરોખ ઊસી કરેં... પેલો પાલા કેવા નઝરે આવેં... એઠણનો ભરમ ખાઈ...

મા આગ બળ બળ થાય...

એંણીવેળ લેંલાં કૉમણી સોરિયાંન વાત કરેં... હૉંપળો સોરીઓ વાત.. તમાર બનેવીન આવી કાંદ ભેંહાઇયો કેમ કરાં... બીઝો ટોલિયો ટાળો...બીઝો ટોલિયો કેવો ટાળેં... હીરખી વૉસેં... ઑસાં ઑસાં ફૂલરાં વેરેં... થોરા થોરા કસ્તુરીના સૉટણા વેરેં..રાઝા ન રૉણી ટોલિયેં કેવાં બેહે... રાઝાન રૉણી વાત કરેં...હૉંપળે રાઝા વા...ત. કણે દને આપે ભેળાં થાં...આવાં ઊઠાં પમર કુડીએ ઝીલી નૉખાં... લેલાં- કૉમણી હેં... સદણ રાઝાન ભમર કુંડીએ લેઇન ઝાય... આવાં રાઝા ઝીલી નૉખાં...

સદણ રાઝા રે વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...
લોયણાગડમાં એવો નેંમ રે મારા સાયબા, રા...ઝી...

રૉણી પેંલી રે ઝીલણાં ઝીલ રે મારા સાયબા, રા...ઝી...
રાઝા ગાંડા ઓય કે વાવટા ઓપ્યા રે મારા સાયબા, રા...ઝી...

આવી ઉસલી વાત કેંમ હી કરાં રે મારા સાયબા, રા...ઝી...
મરદ પેંલી રે અસ્તરી નેં ઝીલેં રે મારા સાયબા, રા...ઝી...

રૉણીનું કયું રે નેં મૉનતો રે મારા સાયબા, રા...ઝી...
વખરે કુંડીઓ રે રેંવા દેય રે મારા સાયબા, રા...ઝી...

સોખી કુંડીમા ઝીલણાં ઝીલેં રે મારા સાયબા, રા...ઝી...
રાઝા રૉણી ભેળાં ઝીલ રે મારા સાયબા, રા...ઝી...

તો મહરાઝ... લેંલાં કૉમણી વાત કરેં... હૉંપળે રાઝા વા...ત. આવાં કેં પેંલા ઝીલી નૉખાં...પેસ પોઝન ઝમીયેં... લેંલાં કૉમણી હેં... રાઝાન વખની કુંડીએ લેઇન આવી રાઝા એંણી કુંડીમા ઝીલી નૉખાં...સદણરાઝા વાત કરેં... હૉંપળે રૉણી વા...ત. મારા લોયણ ગડમા એવી રીત રૉણી પેંલી ઝીલેં... પેસણ રાઝા ઝીલે. રૉણી વળી ગણ્ણ્ણ્ણ્ દેઇન અવળી ફીરી ગેઇ... હૉંપળે રાઝા વા...ત. આવી ઉસલી વાતો કેહાં હીખાહાં... પેંલો તો મરદ ઝીલેં પેસણ અસ્તરી ઝીલેં... રાઝા નહીં મૉનતો... એ રૉણી આપે એકસ કુંડીમાં ભેળાં ઝીલીયેં... તેંણીવેળ લેંલાં કૉમણી વીસાર કરેં... હૉંપળે રાઝા વા..ત. આપે તો વાતોસ કરવા રૉ... પૉણી અતુ તે ટાટુંસ થઈ ગઉં... ઊની કુંડીએ આવાં... પેંલી રૉણી ઝીલી નૉખેં... પેસણ રાઝા ઝીલેં... ઝીલી નાઇન બારાં આવાં... રાઝાન રૉણી હેં... ભમર ટોલિયેં આવેં... લેંલાં કૉમણી વીસાર કરેં...હૉપળાં સોરિયો વા...ત. કેઇએ સલામત આલી... રાઝા તો નહીં સેતરાવો... કેંમ કરીન મારીએં દેઈ કાટાં... સોરિયાંન કેંતે લાગી વા...ર. ઝેરી પૉણીમા આટો પીઝઆરેં.. વખના લાડુ કેવા બણાવેં...

હોના દેવગરા થાળમા પોઝન કાટેં રે મારા સાયબા, રા...ઝી...
લેંલાં-કૉમણી વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...

આવાં કે રાઝા પોઝન ઝમીયેં રે મારા સાયબા, રા...ઝી...
પોઝનિયાં ઝમણા આવેં રે મારા સાયબા, રા...ઝી...

સદણ રાઝા વાતાં સોળ રે મારા સાયબા, રા...ઝી...
અમાર લોઆનગરમા એવી નેંમ રે મારા સાયબા, રા...ઝી...

અમાર રૉણી પોઝન પેંલી ઝમ રે મારા સાયબા, રા...ઝી...
રૉણી ગણ્ણ્ણ્ દેઇન અવળી ફીરેં રે મારા સાયબા, રા...ઝી...

